શ્રમજીવી સહાયક ગ્રંથમાળા પુષ્પ ૩

# ખેડૂતની ખરાબી



" ખેડૂત કરીને દુઃખ વેઠે ને જાલીમની લાતો ખાય એની મને
મ આવે છે. ને મને થાય છે કે ખેડૂતને રાંકડા મટાડી ઊભા કરું,
ઊંચે માથે ફરતા કરું એટલું કરીને મરું તો મારું કર્યું સફળ માનું. "

વલ્લભભાઈ

કિંમત ૦-૧-૦

હું ગુજરાતના ખેડૂતની રગેરગમાં અને બારડોલીમાં સ્વતંત્રતાની હવા પૂરવા માગું છું.

× × ×

સરકાર શી ચીજ છે? કોઈએ દેખી હોય તો બતાવોની! હું તો દેખતો નથી કારણ તે ભૂત જેવી છે. સરકાર એટલે કોણ? સરકાર એટલે મામલતદાર? ફોજદાર કે તલાટી? કે પટેલ? કે વેઠીયો? આ બધા મળીને સરકાર બનેલી છે. એટલે એનો ક્યાં પત્તો લાગે? કોઈ એક વ્યક્તિ નથી એટલે આપણે કોને સરકાર માનીએ? આપણે પોતે જ ભ્રમથી અમુક એક જણને સરકાર માનીએ છીએ, અને પછી તેનાથી ડરીએ છીએ તેથી હું તમને કહું છું કે તમારો ભ્રમ મુલક ડર કાઢી નાંખો. તમારે ડરવાનું શા માટે હોય? તમે કોઈની ચોરી કરી નથી. તમે લુંટફાટ કરી નથી. મારામારી કરી નથી.

× × ×

આ રાજ્યમાંથી ઇન્સાફ મોં સંતાડીને નાશી ગયો છે.

વલ્લભભાઈ

ગ્રામજીવન સહાયક ગ્રંથમાળા પુષ્પ ૩

# ખેડૂતની ખરાબી

લેખક
મોહનલાલ કામેશ્વર પંડયા

" આ ધરતી ઉપર જો કોઇને છાતી કાઢીને ચાલવાનો અધિકાર હોય તો તે ધરતીમાંથી ધનધાન્ય પેદા કરનાર ખેડૂતનેજ છે."

"વલ્લભભાઈ"

પ્રયોજક:
કેશવલાલ નગીનદાસ શાહ

કિંમત ૦-૧-૦

પ્રકાશકઃ
એસ. જે. શાહ.
માદલપુર—અમદાવાદ



ખેડૂતના એમના (વલ્લભભાઇના) નિરવધી પ્રેમની અંદર એ ભાવના રહેલી છે. એઓ વારંવાર કહી સંભળાવે છે.

કણબી કેડે કોડ કણબી કોઇ કેડે નહિ

. . . . . .

ઓ ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયો

. . . . . .

એ વચનને એઓ અક્ષરશઃ સત્ય માને છે. અને વારંવાર સંભળાવે છે કે—

દુનિયામાં ખરો પેદા કરનાર વર્ગ ખેડૂત અને મજૂર છે
બાકીના બધા ખેડૂત અને મજૂર ઉપર જીવનારા છે

આ પેદા કરનારાઓની સ્થિતિ સૌથી ઉત્તમ હોવી જોઇએ. તેને બદલે તે અધમ સ્થિતી ભોગવે છે.

"બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ"

મારૂં પેટ ખેડૂતોનાં દરદથી ભરેલું છે હું પ્રભુ પાસે રાત દિવસ એટલુંજ માગ્યા કરૂં છું કે ખેડૂતોની સેવા કરતાં મારા હાડ પડે.

**"વલ્લભભાઇ"**

**આવૃત્તિ પહેલી**
ચૈત્ર શુકલ પંચમી
[illegible]

મુદ્રણસ્થાનઃ 'વસંત' મુદ્રણાલય
મુદ્રકઃ ચીમનલાલ ઇશ્વરલાલ મ્હેતા
ઘીકાંટારોડ, અમદાવાદ.

# ખેડૂતની ખરાબી

કાકા સાહેબનું એક વાક્ય ઘણું યાદ આવે છે. "હિન્દમાતા પારકાં પાણી ભરે છે" આ વાક્ય તેમણે તો સૂત્રરૂપે લખ્યું, પણ તેનો અર્થ ભારે ઉંડો છે હિન્દમાતા એટલે હિન્દુસ્તાનના લોકો; અને હિન્દુસ્તાનના લોકો એટલે ખેડૂતો અને ખેતીના અંગના મજુરો, જે પ્રજાનો ૮૦ ટકા ઉપરનો ભાગ પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે ખેતીના ધંધામાં પડેલો છે તે જ હિન્દુસ્તાનની પ્રજા અત્યારે કઇ સ્થિતિમાં છે તે તપાસો, તપાસતાં માલુમ પડે છે કે તે પરદેશીઓને ત્યાં વેચાણ છે પરદેશીઓને શું જોઇએ છે તે મુખ્ય વાત અને પોતાને અને પોતાનાં છોકરાંને શું જોઇએ છે તે ગૌણ વાત થઈ પડી છે.

પરદેશીઓને રૂ જોઇએ, કારણ કે રૂ વિના તેમનાં કારખાનાં બંધ થાય અને તેમના વેપારને ધોક્કો પહોંચે માટે હિન્દના ખેડૂતોએ કપાસ ખૂબ વાવવો જોઇએ. ઝીણાં કપડાં બનાવવાં હોય તો લાંબા તારનું સુંવાળું રૂ જોઇયે. ત્યારે તેવું રૂ હિન્દના ખેડૂતો ઉગાડે તે સારૂ તેમને તેવાં બીજ પૂરાં પાડો અને તેના અખતરા કરવા ખેતીવાડીનાં 'ફાર્મ' સ્થાપો. પરદેશીઓને ખાવા ઘઉં જોઇયે, બાજરી બાવટો તેમને ભાવતાં નથી; ત્યારે હિન્દુસ્તાનના ખેડૂતોને સૂચના આપો કે સારા ઘઉં વાવો; ઘઉંમાં ગેરૂનો રોગ આવે છે, માટે તે રોગ ન થાય તે સારૂ જેને ગેરૂ ન લાગી શકે તેવાં ઘઉંનાં બીજ પૂરાં પાડો અને તેના અખતરા સરકારી ફાર્મમાં કરો. પરદેશીઓને શણ અગર અંબાડો જોઇયે: બંગાળમાં તે સારો થાય છે, માટે ત્યાંના ખેડૂતોને તે સંબંધી સૂચના આપો અને કહો કે શણ વાવવાથી ભાતના વાવેતર કરતાં વધારે પૈસા આવશે. પરદેશીઓને રેશમ જોઇયે; કાશ્મીર, બંગાળા વગેરે સ્થળોના ખેડૂતો પાસે તે કરાવો. પરદેશીઓને ગળી જોઇયે; બિહારના કિસાનોને સમજ પાડો કે ગળીના વાવેતરમાં

ઘણો લાભ છે; અને ન માને તો જરા 'ઠીક ઠીક સમજાવો.' પરદેશીઓને તેલી બીયાં જોઇયે, જેવાં કે દીવેલા, અળશી, સરસી, રાઇ વગેરે; મૂર્ખ ખેડૂતોને સમજાવો કે આવા પાક વાવવાથી રૂપીયાનો ઢગલો વળશે. પરદેશીઓને જોઇયે ચહા, કોફી વગેરે; પણ આવી નવી ચીજો અભણ ખેડૂતોને તૈયાર કરતાં નથી આવડતી, તેથી ગોરા લોક તેના બગીચા કરે અને તેમાં ખેતીના મજુરોને કહો કે આ બગીચામાં જાઓ, ત્યાં રોજી સારી મળશે; પોતાના ગામમાં ચાર છ આના મળશે ત્યારે ચાહના બગીચામાં બાર ચૌદ આના મળશે અને રહેવાનાં મકાન મળશે તે જુદાં, પરદેશીઓને ખાંડ સાકરનાં કારખાનાં ચલાવવા છે અને તે મિષ્ટ પદાર્થો આખી દુનીયાને પૂરા પાડવાના છે, પણ તે વાસ્તે શેરડી બીટ વગેરે વાવવાનાં અને તેના બગીચા કાઢવાના તથા ખાંડ બનાવવાની કોઠીઓ સ્થાપવાની, તેમાં કામ કરનાર જોઇયે; બોલાવો હિન્દના ભૂખે મરતા ખેડૂતો અને મજુરોને, અને તેમને વગર ભાડે લઇ જાઓ ફીજી, મોરીશીયસ, ગીઆના વગેરે સ્થળોએ. ગોરા સિપાઇને ગોમાંસની જરૂર છે; કાપો હિન્દુસ્તાનનાં સુડદાલ ઢોરોને. પરદેશીઓને ચામડાં જોઇયે, કારણ આખી દુનીયાના લોક ઉઘાડે પગે ચાલે તે જંગલી દેખાય છે, તેમને ઢાંકવા છે અને તે ઉપરાંત ચામડાની નાની મોટી પેટીઓ, કોથળીઓ, ઘોડાનો સામાન, પટા વગેરે તરેહવાર ચીજો ચામડાંની જોઇયે છે; જાઓ હિન્દુસ્તાનનાં કતલખાનામાં અને માગી લો જેટલાં જોઇયે તેટલાં ચામડાં, પરદેશીઓને ખાવા માખણ, પનાઇ જોઇયે: સ્થાપો હિન્દનાં ગામડાંમાં ડેરીઓ, કારણ કે બાપડા ગરીબ લોકો પૈસા વિના રીબાય છે, તેમને દુધ માખણના સારા પૈસા મળશે. પરદેશીઓને કાગળનાં કારખાનાં સ્થાપવાં છે: જાઓ અને જુઓ હિન્દનાં જંગલો જોઇયે તેટલો વાંસનો માલો મળી શકશે અને તે લાવી આપનાર જંગલના લોકો પણ તૈયાર છે. મડમોને ટોપીઓ ઉપર પીછાં ઘાલવા જોઇયે અને સુંવાળા વાળવાળાં જંગલી પ્રાણીનાં ચામડાં કોટે લટ-

કાવવા જોઇયે; મારો હિન્દુસ્તાનનાં બગલાંને અને લોંકડીઓને. પરદેશીઓને જોઇયે બટનનાં અને હાથાનાં કારખાનાં વાસ્તે હાડકાં; તો તે તૈયાર છે, કારણ કે ઉકરડામાં નાંખી દેવા લાયક ચીજના પૈસા મળશે. લડાઈ લડવામાં ગરીબ ખેડૂતો ભરતીમાં આવવા જોઇયે; ગામડાંમાં જઇ મૂર્ખાઓને સમજાવો કે ખેતર ખેડવા કરતાં અને ઢોર ચારવા કરતાં લડાઇમાં લડવાના કે બીજા પરચુરણ કામમાં સારા પૈસા મળશે. પરદેશીને રાજ્ય ચલાવવા કારકુનો જોઇયે; ત્યારે ભણાવો તેમને અંગ્રેજી ભાષા.

આવું લખતાં કાંઇ પાર આવે ખરો? ટુંકામાં સાર એટલો જ કે આપણે પરદેશીઓ વાસ્તે જ જીવીયે છીયે. પરદેશીઓએ આપણને પૈસાની લાલચ બતાવી અને આપણે ખેતીના પાક વેચ્યા, ખાવાનાં દુધ માખણ વેચ્યાં, ઢોર વેચ્યાં; તેમના કહેવા પ્રમાણે ખેતીમાં ફેરફાર કરી તેમને જોઇતા પાક ઉપજાવ્યા, વલોણાં કાઢીને તેમની ડેરીઓમાં દુધ ભરી આવ્યા, તેમના ચહા, કૉફી, ખાંડ, માટે ગળીના બગીચામાં ઘરબાર છોડી મજુરીએ ગયા, અને દેશ છોડી પરદેશ પણ ગયા; પરદેશીઓની મરજી પ્રમાણે વેપાર કરી તેમના દલાલ બન્યા. જે રૂપીયાનો ઢગલો થશે એમ આપણને સમજાવવામાં આવ્યું હતું તે જોવામાં ન આવ્યો. કરોડો લોકો ભૂખે મરે, ઘણાય એક ટંક જાડું પાતળું ખાય, કરોડોને અંગ ઢાંકવા પૂરૂં કપડું ન મળે, લાખો ચાબખાના માર ખાય, એ સ્થિતિ આપણી તો રહી. આપણે માટે, આપણાં ઢોરને માટે ખાવાના પાક આપણે ઘણે ભાગે છોડી દીધા અને પરદેશીઓને કાચો માલ પૂરો પાડવામાં અને તે મારફતે ધન એકઠું કરવામાં આપણે પડયા. જાદુગરનું ધન જોવામાં ન આવ્યું, અને વરસાદ જરા અનિયમિત થાય કે દેશમાં દુકાળ પડે. હજુયે દેશમાં કેટલાક ભાગ એવા પડ્યા છે કે જ્યાં આપણે જોઇયે તે ખાવાનું પાકે છે; ચોખા પાકે છે, બાજરી જાર પાકે છે અને બીજા

અનાજ પાકે છે; પણ દુકાળ પડે છે ત્યારે માણસો મરવા માંડે છે. તે વખતે એ પાકેલું અનાજ ખરીદવા પૈસા જોઇયે તે નથી હોતા.

ત્યારે પરદેશીઓએ આપેલું ધન ગયું ક્યાં? અદૃશ્ય થઈ ગયું. કાર્લાઇલે ઇંગ્લાંડની દશા વર્ણવી છે કે પરદેશોને લૂંટીને ઇંગ્લંડે ધન તો એકઠું કર્યું, છતાં ત્યાં જેટલી બેકારી છે તેટલી બીજે ભાગ્યે જ હશે. ત્યારે એ લૂંટેલું ધન ક્યાં ગયું? હિન્દુસ્તાન વિષે કહી શકાય કે આ બધું હિન્દુસ્તાને ધન માટે કર્યું, પણ ધન તો તેના જોવામાં ન આવ્યું. જાદુગર હાથમાં રૂપીયો બતાવે છે અને બીજી જ પળે તે અદૃશ્ય થાય છે; તેમ અહીં ગામડાંમાં ખેડૂતને પુછીયે છીયે કે તારે સો મણ દાણા પાક્યા અને વીસ મણ કપાસ તથા કળશી દીવેલી પાકી તે ક્યાં ગયાં? જવાબ આપે છે કે ‘ સરકારનો કર ભર્યો, શાહુકારને આપ્યું, છોકરી સાસરે વળાવી તેને સારૂ નાતના રિવાજ પ્રમાણે લુગડાં લાવ્યો, એક છત્રી લીધી, ચહાનો ડબો અને ચબનું તાળું આણ્યું, ઘાસતેલનો ડબો લીધો, લુગડાં મુકવા ટ્રંક લીધી, છોકરો માંદો પડયો ત્યારે વિલાયતી દવા લેવી પડી, સગેવ્હાલે મળવા ગયો તેના રેલભાડામાં ગયું અને બાકી રહ્યું તે વેચવામાં અને ખરીદવામાં લૂટાયો. આમ બધુંય ગયું. અત્યારે કોઠીઓ ખાલી છે. તમારા જેવા નસીબદારના મણ દાણા લાવીશું ત્યારે ખાઇશું અને એક ઢોર દૂઝણું છે તેનું દુધ વેચીને જે રોકડ આવશે તેમાંથી પરચુરણ ખર્ચ નભાવીશું.’

આ ઉપરથી વાચક જોઇ શકશે હિન્દ શું કમાયું. બરકત વિનાનો પૈસો આવ્યો તેવો ગયો અને ઉપરથી વધારાનું બીજું લેતો ગયો તે જુદું. પરદેશીઓ સાથેનો હિન્દનો આટલો બધો પરિચય થયો તેમાંથી શો ફાયદો કાઢયો? જ્યારે પરદેશીઓના સંબંધમાં ઝાઝા નહોતા આવ્યા ત્યારે હિન્દવાસીઓની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન ક્યાં કરવા બેસીયે? ત્યારે કોઠીઓ દાણાથી તર

હતી. ઢોર ખૂબ હતાં, અને દુધ ઘી સારી પેઠે મળતાં; ટકાઉ વસ્ત્રો શરીર ઉપર ઠીક હતાં, મોંઘવારીનું તો નામ જ ન હતું· તે વખતે જીવ કૃપણ નહોતો, મહેમાન આવતો તે ભારે નહોતો પડતો; સાદાઇ, સંતોષ અને આબાદી હતાં. પણ જ્યારથી શીકારીના પંજામાં આપણે ફસાયા ત્યારથી ધન અને માલ આગબોટ ઉપર ચડીને ચાલવા માંડ્યા. પરદેશીઓનું ફાવશે તો હિન્દુસ્તાનની ભૂમિનાં આંતરડાં ખોદીને રેલમાં ચડાવી લઈ જશે. અને બને છે પણ તેવું જ. સોનાની ખાણો, મૅન્ગેનીઝ ધાતુની ખાણો વગેરેમાંથી નીકળતો માલ કયાં જાય છે? અને આ બધું લૂંટી જવાનો શ્રમ આપણા ફાયદા વાસ્તે અંગ્રેજોને લેવો પડે છે એવું બતાવવાની વળી ખૂબી છે. પાંચ કરોડનું રૂ લઈ જાય અને સાઠ કરોડનું કાપડ લાવે. વચમાંના ૫૫ કરોડ કયાં ગયા? આ લૂંટ કરતાં નાદીરશાહની લૂંટ ઘણી સારી. તે લૂંટને આપણે લૂંટ તરીકે ઓળખતા તો ખરા. પણ આ કપ્પડશાહની લૂંટને તો લૂંટ નથી કહેવાતી. આપણાં શરીર શણગારવા સારૂ સસ્તાં વસ્ત્રો પૂરાં પાડવા અને આપણને બીજો ફાયદો કરવા તે આવ્યો એમ તે તો કહે છે. આ જ એનું જાદુ છે. અને સૌથી અચરજ તો એ છે કે હિન્દના ખેડૂતો એ લૂંટમાં શામેલ થાય છે અને ફાયદો માને છે.

પરદેશીઓએ કહ્યું કે ' તમને ખેતી આવડતી નથી; તમારાં હળ હથીયાર ઘણાં પ્રાચીન અને તમારી અને ખેતીની રીત પુરાણી છે—જંગલી છે. તમે વિલાયતી ઢબનાં લોખંડનાં હળ વાપરો અમારૂં ખેતીવાડી ખાતું તેના અખતરા કરી બતાવશે.' આપણા કેટલાક ભલા ખેડૂતો એ ભ્રમમાં પડી ગયા અને જેટલું સાહેબ કહે છે તે બધું ખરૂં હશે એમ માની તેમ કરવા મંડી પડ્યા. પરિણામે દાઝયા. સાહેબ કહે છે કે ખેડૂતો પાસે ખેતરોના નંબર નાના નાના છે. આ નાના નાના જમીનના ટુકડાથી શાસ્ત્રીય પદ્ધતિ

ઉપર ખેતી થઈ શકે નહિ. તેમાં વરાળયંત્રથી ચાલતા ઓજારો વાસ્તે પૂરતો અવકાશ નથી. માટે નાના નાના ખાતેદારો ન જોઇયે. અને જમીનના વિશાળ ક્ષેત્રમાં ખેતી કરવી જોઇયે. ઘેર ઘેર નાના નાના ચુલા કરવા અને દરેક ઘરની સ્ત્રી તેમાં રોકાય અને રાંધવામાં તેનો ઘણો વખત જાય માટે મોટાં ગંજાવર ભઠીયારખાનાં કાઢો તો ઘણાં બૈરાં છુટાં થાય અને તેમનો વખત બચે તથા અર્થશાસ્ત્રની દૃષ્ટિએ લાભ થાય. આનો લાભ આંકડા મૂકીને સિદ્ધ કરી શકાય એમ છે; માટે ભાંગી નાંખો નાના નાના ચુલા, અને છુટા થાઓ ભઠીયારખાનામાંથી; આવો ઘાટ થયો. હિન્દુસ્તાનના લોકો જંગલી છે, તેમનો વારસાનો કાયદો પુરાણો છે, અને તેથી જમીનના વિભાગો વધતા જાય છે; માટે તેમની પાસેથી સરકાર તરફથી કાયદો કરી જમીન ખુંચાવી લેવામાં આવે અને મોટા જમીનદારના હાથમાં—પછી તે કાળો હોય કે ગોરો હોય—તે લાટ મુકવામાં આવે તો ખેતીમાં પેદાશ વધે, સુધરેલી ઢબ ઉપર ખેતી થઇ શકે, સુધરેલાં હથીયાર વાપરી શકાય. વિલાયતથી હથીયારો આવતાં જાય, ભાગે તુટે તો તેના ભાગ પણ વિલાયતથી મંગાવી શકાય. રસાયણિક ખાતરોનો ઉપયોગ થાય અને તે વેચનારી કમ્પનીઓ અને ઉત્પન્ન કરનારાં કમાય. ઉપાય તો સારો બતાવ્યો. ટુકડા ટુકડા જમીનવાળા જમીન છોડીને મજુર થાય. આ બધું અર્થશાસ્ત્ર. ધરશાસ્ત્ર નહિ, નીતિશાસ્ત્ર નહિ; બસ અર્થશાસ્ત્ર ને અર્થશાસ્ત્ર.

અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ઢોર પાલવવું એ નુકસાનકર્તા છે, માટે ઢોરને વેચી દો. તે કતલખાનામાં જશે. ત્યાં તેનાં હાડકાં, ચામડાં વગેરેના પૈસા સારા આવશે. પછી લાવો પમ્પ અને ઑઇલ એન્જીન, અને છોડી દો કોસ જોડવાની માથાકુટ. કમ્પનીવાળા આવીને એન્જીન ગોઠવી જશે, તેની મજુરીના પૈસા માગશે નહિ. પછી ઘાસતેલનાં ટીન લાવ્યા એટલે પત્યું. ખેડૂતનું તો આ સાંભળીને

મ્હોં જ ફાટી ગયું ને તે પડયો એન્જીનના વિચારમાં. ન પડે તો બીજું શું કરે ? સૌનું થશે તે મારૂં થશે એમ વિમાસણમાં પડયો.

પહેલાં ખેતીમાં જે પાકતું તેમાં જ સરકારનો હિસ્સો હતો. જો પાકે તો લે અને ન પાકે તો ન લે. આ બધી કડાકુટ. તેને બદલે રોકડ વીઘોટી દાખલ થઇ, વીઘોટી નક્કી કરવામાં ખેડુતની સંમતિ લેવાની નહિ. તેને શી સમજણ પડે અસલના હિન્દના રાજાઓ અને બાદશાહો છઠ્ઠો ભાગ લેતા, તેને બદલે અંગ્રેજ બહાદુરે ખૂબ વધાર્યું. ખેડૂતને પોતાની મજુરી અને ખર્ચેલી મૂડી જોગ વધે તો વધે. બાકીનું જાય વીઘોટીમાં. સદ્‌ગત દત્ત સાહેબ સરકારી પુરાવાથી જ સાબીત કરે છે કે સરકારે ૫૦ ટકા અને તેથી પણ વધારે વીઘોટી લેવા માંડી અને તે ઉત્તરોત્તર વધતી જ જાય છે. ખેડૂતના ઉપર બોજો આમ વધતો જ ગયો છે. મહેસુલની રકમ નક્કી કરનાર અમલદાર સામે સરકારમાં દાદ ફરીયાદ જ નથી. ખેડૂત પોતાની ખેતીમાં સુધારો કરે, કુવો ખોદાવે અને પાક વધારે તો પણ વીઘોટી વધે. પછી સુધારાવધારા કરવાનું ખેડુતને મન થાય જ કેમ ? આ પદ્ધતિથી આર્થિક સ્થિતિ બગડતી ચાલી અને કંઇ આધાર ન રહ્યો એટલે દુકાળ સામે ટકવાની શક્તિ ઘટી ગઇ. ખેડૂત તેથી દેવાદાર બન્યો. જેમ તેની આંટ ઓછી અને સ્થિતિ લાચાર, તેમ વ્યાજ ભરવું પડે. કરજ વધવા માંડયું. અત્યારે હિન્દના ખેડૂતોને ગળે કરજનો પથ્થર એવડો મોટો છે કે પ્રશ્ન ઘણો જ મહત્ત્વનો થઇ પડયો છે.

ખેડૂતની દેવાદાર સ્થિતિ મટાડવાને માટે 'દક્ષિણના ખેડૂતોને રાહત આપનારો કાયદો' એ નામનો એક કાયદો પસાર કર્યો આ કાયદો મહારાષ્ટ્રને અને પાછળથી ગુજરાતને લાગુ કરવામાં આવ્યો છે. આ કાયદાથી સરકારી મહેસુલપદ્ધતિની સખ્તાઇમાં કંઇ ફેર પડયો નથી. તેનું પરિણામ માત્ર એ આવ્યું કે ભીડને વખતે ખેડૂતને ધીરનાર કોઇ રહ્યું નહિ. સરકારે પોતે ધીરવા માંડયું

અને તગાવી આપવા માંડી, તથા તેના યાંત્રિક હપ્તા, નિયમો અને તેનું વ્યાજ એવી રીતે ઠરાવવામાં આવ્યાં કે ખેડુત ઓલામાંથી ચુલામાં પડ્યો. ખેડૂતના બાપનું બારમું કરવું હોય કે છોકરી પરણાવવી હોય તો તગાવી મળે નહિ. માત્ર ખેતીના કામ વાસ્તે જ મળે; અને તે વસુલ કરનારા રહ્યા પાછા મહેસુલી ખાતાના અમલદારો. તેમને દાનદક્ષિણા આપવાની. તગાવી લેતી વખતે ખેડૂત લૂંટાય અને તેની વસુલાતના સખ્ત પ્રકારના નિયમો. એટલે ખેડૂત હતાશ થઇ ગયો. એક તરફથી શાહુકાર ધીરતો બંધ થયો, બીજી તરફથી સરકારની સખ્તાઇ ચાલી. અને તેમાં આખરે ખેડૂતને કોઇનો આધાર ન રહ્યો. તે સ્થિતિમાંથી ત્રીજા લેણદાર જાગ્યા; કારણ કે ખેતીમાં અમુક વખતે કે સંસારવ્યવહારના ટાણેપ્રસંગે કાંઈ નાણું તો ખેડૂતને જોઇયે જ. રંગભૂમિ ઉપર કાબુલી હાથમાં છરો લઇને દાખલ થયો. એનું વ્યાજ શાહુકાર અને સરકારને પણ ભૂલાવી દે. અને તેની ઉઘરાણી જોવી હોય તો ગામડાંમાં કોઇ શહેરીએ મુલાકાત લેવી. પૈસા લાવ તારી ચામડી લાવ, એ કાબુલીનો નિયમ. શાહુકાર ખેડૂતને છેક નીચોવતો નહિ; તેને જીવતો રાખતો, અને નરમ ગરમ થતો. વળી પેઢીઓથી ચાલતો આવેલો સંબંધ, એટલે હિન્દુસમાજમાં અતિશય સખ્તાઇ ચાલે પણ નહિ. પણ આ કાબુલીને શું? અત્યારે ગામડાંમાં શાહુકારનું લેણું બંધ થવાથી કાબુલી જે ધન લૂંટે છે તે જોતાં ખેડૂતની સ્થિતિ કલ્પી શકાય એમ છે. ખેતી મુકીને જાય ક્યાં અને કરે શું? આ સ્થિતિ ખેડૂતને રાહત આપનારા સરકારના કાયદાએ કરી, ડૉ૦ ભાન્ડારકર જેવા સરકારના ખેરખ્વાહે પણ એક વખત ધારાસભામાં આ કાબુલીનો ગામડાંમાં ચાલતો ત્રાસ વર્ણવી સરકારની પ્રજા પ્રત્યેની બેદરકારી ઉઘાડી પાડી હતી. એક તરફથી વીઘોટીનો ન સહન થાય એવો બોજો દિવસે દિવસે વધતો જતો હતો, કારણકે તે વિના ગોરા અમલદારોના મોટા પગારો, અને હિન્દના લોકોને કાબુમાં રાખવા અને પરદેશો ઉપર હુમલા કરવા લશ્કર રાખવું પડે

તેનું ખર્ચ ક્યાંથી નીકળે ? બીજી તરફ ખેડૂતની કરજદાર સ્થિતિ અને તેના લાભ વાસ્તે કહેવાતા કાયદા અને તેથી થતાં માઠાં પરિણામ.

ખેડૂતને પૈસા જોઇયે જ. અને તે સારૂ જેમાંથી પૈસા મળે એવા પાક તેણે કરવા જોઇયે. તેને અને છોકરાંને ખાવા દાણા જોઇયે અને ઢોરને ખાવા ઘાસ જોઇયે તેનું સૌ થઈ પડશે, પણ સરકારનું અને કાબુલીનું મ્હોડું તેણે ભરવું જ જોઇયે. વળી વખતસર હપ્તાની મુદત પ્રમાણે સરકારી હપ્તો ભરવા સારૂ અથવા તગાવીનો હપ્તો આપવા સારૂ અગર કાબુલીનો હપ્તો આપવા સારૂ અગર ખાધાખાઇ લાવ્યા હોય તે વાસ્તે શાહુકારને આપવા સારૂ તેણે જે અનાજ કે બીજું કર્યું હોય તે તેને વેચી નાંખવું પડે; ખાવા સારૂ રાખ્યા સિવાય પણ વેચવું જ પડે. અને તે અમુક તારીખે જ; એટલે ભાવતાલની રાહ જોયા વિના વેચવું પડે. તેથી બજારભાવ ઉપજે નહિ. શીયાળામાં વર્ષ પાકે ત્યારે બાજરી દોઢ રૂપીયે તેને વેચવી પડે અને ઉનાળામાં તેને ખાવા જોઈયે અગર બી વાસ્તે જોઇયે ત્યારે તે જ બાજરીના સાડાત્રણ રૂપીયા આપવા પડે. અને રોકડા આપવાના તો હોય નહિ, એટલે વ્યાજ વધારાનું. આમ ખેડૂત પૈસાની મારામારીમાં બેવડો કુટાય છે. સરકારી હપ્તો ચાલતો હોય ત્યારે કોઈ ચોરામાં જઇને જોશો તો ખેડૂતને પોતાનો પાકેલો માલ જુજ ભાવે કેમ નાંખી દેવો પડે છે તે જણાશે. સરકારના હપ્તા એટલે મારવાડી કે કાબુલી કરતાં પણ વધારે ત્રાસદાયક. કાબુલી તો આખરેય માણસ ઠર્યો; પણ હપ્તો કાંઈ માણસ છે ? હપ્તો એટલે સંચો. એ સંચામાં પુરાવા તેલ ગમે ત્યાંથી–આકાશ ઢુંઢીને કે પાતાળ ફોડીને–પણ લાવવું જ જોઇયે તે હપ્તાની વરૂણીમાં ખેડૂતને ઘેર જમ આવી બેસે છે તે વખતે વહાલામાં વહાલી ચીજ વેચવાની, ઢોરને ખાવાના પુળા વેચવાના ને જીવડો શરીરમાં ટકી રહે તે સારૂ રાખેલા દાણા વેચવાના; અને તે પણ પાણીને મૂલે. વળી ભાવનો

આધાર વેપાર અને સટ્ટા ઉપર રહ્યો. અને હપ્તે કંઇ આઘોપાછો થાય નહિ.

ખેડૂતને આ બધાં દુઃખમાંથી બચાવવા સારૂ સરકારે સહકારી મંડળીઓ કાઢી અને જે ખેડુતોમાં પંચાયતો તોડીને સંપ તોડયો હતો તેમનામાં તેણે સહકાર દાખલ કરવાનો પ્રયોગ કર્યો. તેનાં પરિણામ જુઓ. જે ગામમાં સહકારી મંડળી કાઢી તેના લાભ તો મળવાના કયાંય રહ્યા, પણ ખેડૂતો આ નવા પ્રકારના સરકારી અમલદારો નીચે એવી રીતે દબાયા કે જે ગામમાં સહકારી મંડળી છે તે ગામમાં બીજી કશી ચળવળ થઈ શકતી નથી. અનુભવ ઉપરથી માલુમ પડયું છે કે ખાદીની ચળવળ સહકારી મંડળીઓવાળાં ગામોમાં મૂળ ઘાલી શકતી નથી. શા રીતે ઘાલે ? ખેડૂતોનો હાથ એ મંડળીની તળે દબાયેલો હોય જ. વળી સુપરવાઇઝરો અને ઑર્ગેનાઈઝરો ખેડૂતો ઉપર રાતદિવસ ડોળા ઘુરકાવતા જ હોય. પછી ખેડૂતથી બીજું કશું થઇ શકે જ નહિ. સહકારી મંડળીઓથી લાભ શો થયો તે વિષયમાં હું ઉતરતો નથી. તેનું વ્યાજ, તેમાં થતી દાંડાઈ. તેના હપ્તા, તેની સખ્ત દેખરેખ અને તેના ગોટાળાથી જે ગામમાં તે થઇ છે ત્યાંના લોક કંટાળ્યા છે.

સરકારે કાયદા કરી મહેસુલના બે હપ્તા કર્યા ત્યારે ગામડામાં તલાટી એક જ હપ્તે વસુલ કરે. 'કદાચ પછી પૈસા હાથમાં આવ્યા ન આવ્યા અને સરકારનો કર ભર્યા વિના કાંઇ છુટકો થવાનો છે ? માટે સામટું જ ભરી દોને.' એમ ખાનગી દબાણથી ખેડૂતને સમજાવવામાં આવે. સરકારે કાયદા કર્યા કે ચાર આનીથી ઓછું પાકે તો મહેસુલ મુલતવી રાખવું. ઓછું પાકયું હોય તોપણ તલાટી અને સર્કલ ઇન્સ્પેકટર વધારે લખે. ખેડૂતને પૂછીને કે તેની સ્થિતિ કે ખેતરો તપાસીને તેને ઓછું જ લખવાનું છે ? સરકારના કાયદા રહ્યા વા ખાતા. અને હાથ નીચેના નોકરોનું ઉપરી અમલદારો મંજુર

રાખે. મંજુર ન રાખે તો સરકારની પ્રતિષ્ઠાને ગામડામાં હાનિ પહોંચે. જુઓ ખેડાની લડત. તેમાં એકવાર સરકારે નાના નોકરોનું મંજુર રાખ્યું અને પછીથી પાછા હઠવું પડયું.

નાના નોકરો લાંચીયા હોય છે. ખેડૂતને જ્યારે જ્યારે કાંઈ કામ પડે ત્યારે તેમને પહેલા સંતોષવા પડે છે. સરકારે કાયદો કર્યો હોય કે રેકર્ડની નકલ જોઇતી હોય તો એક આનો ભર્યે મળી શકે. પણ પૂછો કોઇ પણ ખેડૂતને કે એક આને કોઇ દિવસ પણ વખતસર કામ થયું છે ? મ્હોંબદલો કરાવવો હોય તો તલાટી મહારાજનો રૂપીયો એક દક્ષિણાનો થઈ ચુકયો, તલાટીની છોડી પરણે અગર મામલતદારનો છોકરો પરણે ત્યારે ખેડૂતો કેટલો ચાંલ્લો આપે છે. તે જુઓ. સરકારી નોકરને શાક, દુધ, ઘીના પૈસા કેટલા ખરચવા પડે છે ? તેમને મુસાફરી કરવા વાસ્તે ગાડાં ઘોડાં કોણ પૂરાં પાડે છે ? તેમના ઘોડાની લગામ તુટી કે મોચી તૈયાર, તેમના તંબુની ખીલીઓ જોઇયે તો કે સુતાર તૈયાર; તેમના ઘોડાને ઘાસ જોઇયે તો ખેડૂતના ઓઘલા* તૈયાર; તેમને માટે ઠંડા પાણીનાં માટલાં અને તેમાં તાજું મીઠું પાણી જોઇયે, બોલાવો કુંભારને; તેમને હજામત અને પગચંપી કરાવવી છે, બોલાવો હજામને; તેમને વાસ્તે ભાવતાં ભોજન જોઇયે છે; તેમને વેઠીયા જોઇયે છે અને બીજે ગામ ચિઠ્ઠી પહોંચાડવી છે; બોલાવો ઢેડ ભંગી વેઠીયાને; બોલાવો વાઘરીને, સાહેબને મધ જોઇયે છે; બોલાવો પગીને, તેમના તંબુની ચોકી કરવી છે. ઘી રૂપીયાનું એક શેર મળે, પણ સાહેબને અશેર આપવું પડે, કોઇ દહાડો કામના છે. આમ સાહેબ બધું ખાય, કારકુન સાહેબ ખાય, તલાટી સાહેબ ખાય અને ફોજદાર સાહેબ ખાય. ત્યારે શો ગુન્હો કર્યો મુખીઓએ અને મતાદારોએ ? લૂંટો એ લૂંટો. મુખીનાં ખેતરો નીંદવાનાં થયાં છે, બોલાવો ભંગીયાને,

+ અનાજના દાણા સહિત છોડવાઓની પુળીઓ બાંધીને કરી રાખેલા ગંજ.

બબ્બે દિવસ ભરી જાય; બોલાવો વાઘરીને, રોજ હાજરી આપનાર વાઘરીને, મુખીના ખેતરમાં લણવા આ અને રોજ લીલા મઠનો ભારો મુખીની ઘોડીને આપી જાય. આ એક પ્રકારની ખંડણી છે. દેશી રાજ્યો સરકારને ખંડણી ભરે છે તેવી રીતે આ બધી ખંડણી છે. આ ધરતી ઉપર રહેવા દે છે એ કાંઇ સરકારનો ઓછો પાડ છે ?

સરકારની આ રાજ્ય પદ્ધતિ મોટાથી નાના નોકરો સુધી ગળાતી ગળાતી ચાલે છે. તેથી પ્રજાની, આર્થિક તો રહી પણ નૈતિક સ્થિતિ ઉપર પણ ખરાબ અસર થાય છે. ઇંગ્લંડ સાથેના હિન્દના સંબંધનો ઇતિહાસ લખાશે ત્યારે ઇંગ્લંડ શું શું લૂંટી ગયું તે લખાશે; પણ આ ગામડાં પાયમાલ થઇ ગયાં, પ્રજાની નીતિ છિન્ન ભિન્ન થઇ ગઈ, પ્રજા બીકણ બની ગઇ, પ્રજા અસત્ય બોલતાં શીખી ગઇ, પ્રજા મારતેમીયાંને પૂજનારી થઇ ગઇ વગેરે કાંઈ લખાશે ? પ્રજાનાં જ માણસો તાલીમ લઇને કુહાડીના હાથા બનીને પ્રજાને કાપવા મંડયા એ કાંઈ લખાશે ? આ દેશની સંસ્કૃતિનો નાશ કરવામાં અંગ્રેજી રાજ્યપદ્ધતિએ જે અપકૃત્યો કર્યા છે અને પ્રજાને નાલાયક કરી લાલચુ, બાયલી બનાવી છે તેના કરતાં તો લૂંટ અને કતલ અનેક ગણી સારી: તૈમુરની લુંટ સારી, નાદીરશાહની કતલ સારી, અને અહમદશાહ અબ્દલીની ચઢાઇ પણ સારી.

હવે આપણે ઢોર ઉપર આવીયે, માણસો તો લાલચમાં ફસાયા, પણ બાપડાં ઢોરે શો ગુન્હો કર્યો હતો ? પણ સુકા ભેગું લીલું પણ બળે એના જેવું થયું છે. ઢોરને ઘાસ જોઇયે તે વાસ્તે વિશાળ ગોચરો હિન્દમાતાની છાતી ઉપર હતાં. પણ ઇસ્ટ ઇન્ડીયા કમ્પનીના કારકુનો અને ડિરેકટરોથી માંડીને આજ પર્યન્ત પૈસા લાવો પૈસા લાવો એવા ખાઉધરા રાજ્ય પાસે ગોચર શાનાં રહે ? તે જમીનના લાટ વેચાયા, હરરાજ થયા અને શ્રીમંત વેપારીઓ તથા જમીનદારો તેમાં

પતંગીયાંની માફક પડયા. વેચનારા સાહેબનાં મડમ સાહેબને સોનાની સાંકળી પહેરાવી આવ્યા. આ લાટ કાંઇ સાધારણ બળદથી ખેડાય ? સેંકડો અને હજારો વીઘાં જમીન બળદથી ખેડાયે પાર આવે ? અને ઘાસનાં મૂળીયાંની જડો તો ઊંડી ગએલી હોય. મંગાવો વિલાયતથી સ્ટીમ પ્લાઉ–એન્જીનથી ચાલતું હળ–અને તોડી નાંખો એ જમીન આંખના પલકારામાં. જેનાં ઢોર આ જમીનોમાં ચરીને આશીર્વાદ દેતાં હતાં. જે ગામની પાડોશમાં આ ગોચર હતાં, તેમજ દુર દેશાવરથી મોસમે આ ગોચરનો જે રબારીઓ અને ભરવાડો લાભ લેતા હતા અને હિન્દભૂમિને સુજલામ્ અને સુફલામ્ કહેતા હતા તે લોકો આ રાક્ષસી હળ દેખી આભા બન્યા—અંજાઇ ગયા. તે ખેડવા એક ગોરો સાહેબ આવેલો અને જોડે કાળા લોક પણ હતા, પણ તેમાંના કેટલાક તો સાહેબની ટોપી પહેરી બનાવટી સાહેબ બનેલા હતા. તેમને દેખી ગામડીયા ચમકયા. અને ઢોર તો બિચારાં સમજે જ શાનાં કે આ બધું શું ચાલી રહ્યું છે ? લાટ ખેડાયા, ઘાસની જડ ઉખડી ગઇ અને તેમાં કપાસ વવાયો. તે કપાસના કલદાર આવ્યા. આમ કરવાથી સરકારની ઉપજમાં ખુબ વધારો થયો. એક તો હરરાજીના પૈસા મળ્યા અને ઉપરાંત વીઘોટી વધી. લાટવાળાઓ અને આસપાસના ગામડાંના લોક વચ્ચે ચકમક ઝરવા માંડી. ઢોર ચરાવવા આવતા રબારીઓ સાથે લાટવાળાઓને અણબનાવ થવા માંડયો. લાટવાળાઓએ કાબુલી નોકરો રાખ્યા અને તેમાંથી રમખાણ થયાં તથા ખૂન પણ થયાં. પણ તેનો શો હિસાબ ? ખૂનને કોણ પુછે છે? જેના પરાપૂર્વના હક ગયા તેમાંના કાઇ બહારવટે નીકળ્યા અને તેમણે લાટવાળાની અસુર સવાર ઝાટકણી કાઢવા માંડી. આ બધી સત્યાનાશની બાજી જગાડનારો સાહેબ તો શાહીબાગમાં જઇને સુતો અને ફરફર પવન ખાવા લાગ્યો. પણ પાછળ પ્રજાના શા હાલ થયા? પણ પ્રજાની હાલતનું કયાં રડીયે છીયે ? પેલાં ઢોર, જેમને વાસ્તે આ ચારો કુદરતે નિર્માણ કર્યો હતો, તે કયાં ગયાં ? પણ ખેડુત

હવે ઢોર શા માટે મોટી સંખ્યામાં રાખે જ ? ના છુટકે એક જોડ બળદ રાખે અને એકાદ ભેંસ રાખે. બાકીનાં વેચી દે. દુબળાં ઢોર જાય કસાઇખાનામાં અને મજબુત ઢોર જાય બ્રાઝીલમાં. પૈસા ખેડૂતના ઘરમાં સારા આવ્યા, પણ સાડા ત્રણ દિવસની અંદર કપુરની માફક ઉડી ગયા; પેલાં ઢોર તો ગયાં તે ગયાં જ, હવે રહ્યા માત્ર ગામડીયા અને લાટવાળા, એક બીજા સામે ડોળા ઘુરકાવતા. આ બધી રચનાને સુંદર નામ આપવામાં આવ્યું છે: 'ડેવેલપમેન્ટ સ્કીમ' —'ખેતીની ઉન્નતિની યોજના–સારી પડતર જમીન ખેડાણ બનાવી.' આ અમેરિકન રીત દાખલ થઇ. સરકાર મુબારકબાદી લેવા લાગી, ઢોર ગયાં તેના કિરતારને જવાબ દેવા અને હિન્દનો નવો નીમાયેલો પ્રધાન આ યોજનાથી રાજી થયો. હિન્દ આગળ વધ્યું. આ બધું થયું આધુનિક અર્થશાસ્ત્રની મ્હોંકાણમાં. દર પાંચ વર્ષે સરકાર ઢોરનું વસ્તી પત્રક કરે છે. ખેડા જીલ્લામાં જુઓ ઢોરની સંખ્યા કેટલી ઘટી છે. કોઇ ખેડૂત પાસે બળદ હોતા નથી; માગીતાગીને ભાડે ચલાવે છે. કોઇ પાસે એક જ હોય છે તે બીજાને ભાગીયો કરી ચલાવે છે અને ખેતીની વરાપની તક તેનાથી સધાતી નથી. કોઇ સારા ખેડૂત પાસે એક જોડ હોય છે. તે બળદની કિમ્મત જુઓ. અઢીસોની જોડ ખેડૂત શી રીતે લઇ શકે ? અસલી જાતવાળાં ઢોર ઘટતાં જાય છે. જતે દિવસે તેની જાત નાબુદ થશે. જેમ કાઠિયાવાડી ઘોડાની કેટલીક જાત પૃથ્વી ઉપરથી નાબુદ થઇ તેમ આ રાજ્યપદ્ધતિ રહેશે તો કાંકરેજી બળદની જાત, તળપદા બળદની જાત રહેશે નહિ. સિન્ધી ભાઇઓ દર વર્ષે ગુજરાતમાં બળદ વેચવા આવે છે. જે ગુજરાત બગીચો હતો, જેમાં ગોચરનાં વન હતાં અને જ્યાંના બળદ વખણાતા, ત્યાંના લોકોને હવે સિન્ધી બળદ લેવા પડે છે. ગાય રાખવી પાલવતી નથી. પહેલાં કોઇ બ્રાહ્મણનું ઘર ગાય વિનાનું ન હોય; હવે તો તેને મોંઘુ ઘાસ ખવડાવવાનું અને

મોંઘા દાણા ખવડાવવાના, એટલે તે પોસાતું નથી. ઢોરને ખવડાવવું તેમાંયે અર્થશાસ્ત્ર પેઠું. કાલ ઉઠીને છોકરાંને ખવડાવવું તેમાંયે અર્થ-શાસ્ત્ર પેસશે. રબારી ગાયો પાળીને શું કરે ? ખવડાવે શું ? એટલે પછી ઢોરને વેચવાં રહ્યાં. તેમાંથી રોકડ સારી આવશે; માંસના પૈસા, ચામડાના પૈસા. હાડકાંના પૈસા, ખરીઓ અને શીંગડાંના પૈસા. જીવતું ઢોર પાલવવું તેના કરતાં તેને મારવામાં વધારે પૈસા ! આમ ઘરમાં અર્થશાસ્ત્ર પેઠું અને તે માટે માયાળુ સરકારે કતલખાનાં તૈયાર કરી રાખ્યાં ! કોઇ કહી શકશે કે એકલા મુંબઇનાં કતલ-ખાનાંમાં એક સાલમાં કેટલાં ઢોર કપાય છે ? આંકડા છપાઇ બહાર પડ્યા છે, વાંચનાર વાંચી જોશે. હવે શાનું ઘી ખાવાનું અને દુધ પણ કયાંથી ખાવાનું ? ખાઓ સેપરેટ, અગર લે વિલાયતથી આવતા નેસલ્સ દુધના ડબા. હિન્દનાં બાળકો દુધ વિના ટળવળે છે. જાઓ જઇને કહો ગોચર તોડાવનારને અને તેના પૈસા તીજોરીમાં જમે કરનારને. અરે, ગોચર તો શું પણ માતર તાલુકામાં તુલસીનાં વન હતાં, જેની તુલસી ગોકુળ, મથુરાં અને કાશીના આપણા દેવોને દર વર્ષે ચઢતી, તે પણ ગોડાઈ ગયાં અને તેની જગ્યાએ વવાયા કપાસ. તે કપાસ ગયો મૅન્ચેસ્ટર અને ટોકીયોમાં. તેના પૈસા આવ્યા તેમાંથી વિલાયતી કપડાં લીધાં, અને વધ્યા તેમાંથી ચહા, ખાંડ અને બીજી મોજશોખની હજારો ચીજો ખરીદી. દુધની શી જરૂર છે ? છો ટળવળતાં હિન્દનાં કુમળાં બાળકો !

બિચારાં ઢોરોને જંગલખાતાવાળા ચરવા પેસવા દેતા નથી; તેમાં રીઝર્વ જંગલોને વાંધો પડે. ત્યારે કરવું શું ? પુછો ગાંધી મહાત્માને.

માણસોથી ચાલ્યા ઢોર પાસે. હવે ઢોરમાંથી ચાલો ઝાડ પાસે. તારી શી વલે છે, બાપુ ? તે બીચારાં થરથર કમ્પે છે. એક ઝાડ એટલે એક કુદરતી બંગલો. તેમાં કેટલાં જીવજંતુ આશ્રય લે. એવાં ઝાડ કેટલાં કપાય છે ? મીલો અને જીનો થયાં તેમાં લાકડાં જોઇયે.

ભલે જોઇયે. પણ તે વાસ્તે નવાં ઝાડ વાવવાનું કાંઈ ચાલે છે? અંગ્રેજીમાં કહેવત છે કે 'ઝાડ વાવ્યે સ્વર્ગ મળે.' આ સૂત્રનો અર્થ તો વિચારો. મોટાં શહેરોનાં માનવીઓ ગામડાંમાંથી લાકડાં અને કોલસા મંગાવે છે. તેની ફીકર નહિ; પણ તે શહેરીઓને કોઇને એમ સુઝે છે કે આપણે એક ઝાડ એક વર્ષે રોપાવવું. કયાં રોપાવે તે બાપડા? ત્રીજે માળ રહેતા હોય ત્યાં! તેમની પાસે એક ચાસ પણ જમીન નથી તે ગૃહ વિનાના શહેરી છે. તે જાણતા નથી કે કોલસાના કોથળા ઉપર કોથળા આવે છે તે કયાંથી આવે છે. મહુડાંનો કાયદો સરકારે કર્યો. લોકો એમ કહે છે કે તેનાં ફુલ તો રખાય નહિ, ત્યારે તે ઝાડ રાખીને શું કરવું? પૈસાની ભૂખનો ખાડો તો સો હાથનો છે. કાપી નાંખો મહુડાંના ઝાડને. મહુડાંનાં કેટલાં લાખ ઝાડ ખેડા જીલ્લામાંથી આ પાંચ–સાત વર્ષોમાં કપાયાં તેનો ખ્યાલ કરવો મુશ્કેલ છે. તેની જગ્યાએ બીજાં કેટલાં વવાયાં? જ્યાં ઝાડ ઘટયાં ત્યાં મેઘરાજા કમતી એ તો વિજ્ઞાનની વાત છે. જ્યાં ઝાડી વધારે ત્યાં આકાશમાં રહેતી વરાળ ઠંડી પડી વરસાદ વધારે અને નિયમસર પડે. પણ તેથી ઉલટું જ્યાં જમીન સુકી અને ઝાડ પાન મળે નહિ, ત્યાં તે વરાળ ઠંડી થઇ પાણીનું રૂપ લઇને પડે નહિ. આ વર્ષોવર્ષ વરસાદનાં રોદણાં રડવાં પડે છે તેનો ઉંડો વિચાર કરીયે તો તેથી માલમ પડશે કે જેટલી સંખ્યામાં ઝાડ કપાય છે તેટલી સંખ્યામાં વવાતાં નથી. જર્મનીમાં રાજ્યનો એક કાયદો છે કે રાજાના જન્મદિવસે દરેક સ્ત્રીપુરુષે એક ઝાડ રોપવું, પણ આ દેશમાં કોણ કરે એવા નિયમ? બીનવારસી દેશમાં કોને કોની પડી છે? જંગલો સરકારને સારી પેદાશ આપે છે. તેમાંથી કેટલાક જંગલ રીઝર્વ રાખી બાકીનાં કપાય છે. તેનો વેપાર કરનારા ટિમ્બર મરચન્ટો ઉત્પન્ન થયા છે. રેલ્વેને સલેપાટ જોઇયે અને તે દર સાલ સેંકડો માઇલ હિન્દમાં વધતી જાય છે. કાપો જંગલ. જેમ જેમ જંગલ કપાશે તેમ તેમ જમીન સાફ થશે અને ખેતીની ઉન્નતિની યોજનાઓ (ડેવેલપમેન્ટ સ્કીમ) ઉભી કરવામાં આવશે. હજી સારૂં છે

કે જંગલો રીઝર્વ રાખે છે; પણ તે પૈસા કમાવાના ઇરાદાથી. કારણ કે લાકડાંની માગણી ઘણી છે. જ્યારે સરકારને માલમ પડશે કે તેથી લાભ નથી, પણ જમીન ખેડીને લાટ પાડવામાં વધારે પૈસો છે તે દિવસે તે પણ સાફ થશે.

આ બધા પીંજણની મતલબ એ છે કે આ દેશ નિધણીયો થઈ પડયો છે. જેને જેમ ફાવ્યું તેમ તે તેનું ઢોલકું કુટે છે; અને તેમાં ખેડૂત મરણપથારીએ પડયો છે.

એક અગત્યની વાત રહી ગઇ. પરદેશો ખાતે હિન્દનો કાચો માલ ચડે છે તેથી હિન્દની જમીનની ફળદ્રુપતા કેટલી ઘટી જાય છે? સાધારણ નિયમ છે કે જમીનમાંથી જેટલું લેવાય તે બીજા રૂપમાં જમીનમાં પડવું જોઇયે, હવે એરંડી, સરસી, બીજાં તેલીબીયાં, ચામડાં, હાડકાં, ઘઉં, બીજા દાણા વગેરે લાખો ટન દર વર્ષે પરદેશ ચડે તેના બદલામાં જમીનમાં પાછું શું પડે છે? ઉલટું ખેડૂતોને પોતાને બળતણ કેટલીક જગ્યાએ મળતું નથી, તેથી તેઓ ઢોરનાં છાણનાં છાણાં બાળી નાંખે છે અને તે રીતે સોના જેવું ખાતર નાશ પામે છે. આ પ્રમાણે થવાથી જમીનની ફળદ્રુપતા ઘણી ઘટતી જાય છે. ખેડૂતની આર્થિક સ્થિતિ ખરાબ, તેના બળદ મુડદાલ, તેનો પાકેલો માલ વેચાઇ જાય; પછી તે પોતાની જમીનમાં શું નાખી જમીનની ફળદ્રુપતા ટકાવી રાખે? સરકારી ખેતીવાડીખાતું કહે છે કે તે કૃત્રિમ ખાતરો પરદેશીઓ પાસેથી ખરીદ કરે.

આમ આ રાજ્યમાં હિન્દના ખેડૂતની ખરાબી દહાડે દહાડે વધતી જાય છે. આપણા દેશનો વીઘાનો સરાસરી પાક તપાસો. દુનિયાના ઘણાય દેશો કરતાં હિન્દની વીઘે આવક ઘણી કમતી છે. કેટલાક દેશો કરતાં ચોથા ભાગની, કેટલાક કરતાં ત્રીજા ભાગની અને બીજા કરતાં અરધી. હિન્દના લોકોની સરાસરી વાર્ષિક આવક ૨૫ રૂપીયા છે જ્યારે ઇંગ્લંડ અમેરિકાના લોકોની એથી પચીસગણી

છે. હિન્દના લોકોનું સરાસરી આયુષ્ય ૨૨ વર્ષનું છે, જ્યારે વિલાયતમાં ૪૫થી ૫૦નું છે. હિન્દમાં કાંઇ જમીનની ખોટ છે એમ નથી, પણ તેમાં થતા પાક હિન્દવાસીઓને બરાબર કામમાં આવતા નથી અને પાક ઘટતા જાય છે, કારણ કે જમીનની ફળદ્રુપતા ઘટતી જાય છે અને ઢોરની સંખ્યા કમતી થતી જાય છે.

આટઆટલી હાડમારીમાં પણ હિન્દુસ્તાનનો ખેડૂત જમીન ખેડીને કેટલાંયનું ભરણપોષણ કરે છે એ જ તેની ખુબી છે.

## ખેડુતની દશા બતાવનારા કેટલાક આંકડા

સંવત ૧૯૭૯ના કાર્તિક માસના 'યુગધર્મ'માં આવેલી નીચેની હકીકત આ લેખની સાથે જોડી દેવા યોગ્ય છે:—

" આપણા ખેડૂતોની લાચારી નીચેની હકીકત ઉપરથી સાબીત થાય છે:

૧૯૧૮–૧૯માં ૯,૯૪,૦૦૦ ખેતરો–કુલે ૪૬,૭૬,૦૦૦ એકર જમીનના મ્હોંબદલો થયો હતો. એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે ખેડૂતોની ગરીબાઇને લીધે દર સાલ બે કરોડ એકર જમીન ખેડુતોના હાથમાંથી ચાલી જાય છે.

સને ૧૯૧૯માં બ્રિટિશ હિન્દમાં ઢોરની સંખ્યા (ગાયબળદ–૧૫ કરોડ, ઘેટાંબકરાં–૫ કરોડ ને ૬૦ લાખ) ૨૦ કરોડ ને ૬૦ લાખ, હળની સંખ્યા ૧ કરોડ ને ૯૫ લાખ, અને ગાડાંઓની સંખ્યા ૫૦ લાખની હતી. ખેડૂતોની સંખ્યા ૨૧ કરોડ ને ૫૫ લાખની હતી, આ આંકડા ઉપરથી સાબીત થાય છે કે ૧૧ ખેડૂતોને ભાગે એક હળ આવે છે, અને ઘેટાંબકરાંની સંખ્યા હિસાબમાં લઇયે તો એક ખેડૂતને ભાગે માંડ એક ઢોર આવે છે.

બ્રિટિશ હિન્દમાં જમીનની મહેસુલમાં ૧૮૫૭થી જે વધારો કરવામાં આવ્યો છે. તે નીચેના આંકડાઓ પરથી જણાશે:

| વરસ | જમીન મહેસુલ |
| --- | --- |
| ૧૮૫૭ | રૂા. ૧૭,૩૦,૦૦,૦૦૦ |
| ૧૮૬૧ | „ ૧૯,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૮૧ | „ ૨૧,૯૦,૦૦,૦૦૦ |
| ૧૮૯૧ | „ ૨૪,૧૦,૦૦,૦૦૦ |
| ૧૯૦૧ | „ ૨૬,૨૦,૦૦,૦૦૦ |
| ૧૯૧૧ | „ ૩૧,૭૦,૦૦,૦૦૦ |
| ૧૯૨૧ | „ ૩૫,૧૦,૦૦,૦૦૦ |

આ આંકડા રૈયતવારી અને જમીનદારી મહેસુલ પદ્ધતિવાળા મુલકના જ છે, એમાં કાયમી મહેસુલ પદ્ધતિવાળા મુલકનો સમાવેશ નથી થતો.

---

× × ×

તમે ખેડૂતનો દ્રોહ કરીને સરકારના વફાદાર શા સારૂ થવાને જાઓ ? સરકાર તો જાતજાતના વેરા નાંખનારી છે પણ ખેડૂત તો તમને પરસેવો ઉતારી માલ પકવી આપશે, કે જેના ઉપર તમે તમારો દલાલીનો ધંધો ચલાવી કમાણી કરો છો એ દુઝણી ગાયને ભાંગશો તો ખેડૂત તો બિચારો તમને જતા કરશે પણ ગરીબનો બેલી ઇશ્વર તમને જતા કરશે નહિ. જેની મહેનત અને ધન ઉપર તમે નભો છો તેને દગો ન દેશો.

× × ×

" પંદર રૂપીઆના ભાડૂતી માણસોને ભેગા કરીને જે સરકાર એનાં લશ્કરો ઉભાં કરે છે અને એજ લશ્કરો સમજણ વગર, સ્વાર્થ વગર લડાઇના મેદાનમાં જઇને ભડોભડ મરે છે. તો તમે તો હજારોના ખાતેદારો છો, ને તમારે તો તમારા વતનને ખાતર અને તમારાં છોકરાંના રોટલાને ખાતર લડવું છે,
આવી લડત તો કોણ અભાગિઓ હોય કે ન લડે !

**વલ્લભભાઈ.**

## વલ્લભભાઈનો ખેડૂતોને માટે સામાન્ય ઉપદેશ આ રહ્યોઃ

"તમારી અને સરકારની વચ્ચે આ દલાલ ક્યાંથી આવીને ઊભા છે? અમારે ત્યાં તો એવા દલાલ નથી જોવામાં આવતા. એમના બાપદાદાઓ જમીન ખેડવા ગયા છે કે રળવા ગયા છે? કોણે એમના હક યાવચ્ચંદ્રદિવાકરૌ સાબીત કરી આપ્યા? એ સરકારને યાવચ્ચંદ્રદિવાકરૌ અમુક જ રકમ આપ્યા કરે અને તમારી પાસેથી લેવાનું મહેસુલ વધાર્યે જ જાય એ કોના ઘરનો કાયદો છે? શા સારૂ તમે એ કાયદાને માનો છો? શા સારૂ તમે તમારા પેટનો ખાડો પુરાય નહિ ત્યાં સુધી એને કશું આપવાને તૈયાર થાઓ છો? તમને ખાવાપૂરતું જોઇએ તેટલું અનાજ જ પકવીને બેસી રહોની એટલે એ લોકોને ખબર પડશે. જ્યાં જ્યાં અન્યાય લાગે ત્યાં ત્યાં સામે થાઓ, તમારા નેતાઓ સાથે વાતો કરો. સંગઠ્ઠન કરો. એક થાઓ અને દરેક અન્યાયી કર આપવાની ના પાડો. બારડોલીના ખેડૂતોની પાસે બીજી તાકાત નહોતી. 'ના' પાડીને બેસી રહેવાની તેમનામાં તાકાત હતી, તેમને મરણનો ડર નહોતો. જમીન જવાનો ડર નહોતો. જેલ જવાનો ડર નહોતો. શા સારૂ તમે મરણથી ડરો? જમીનદાર અમર થઇને આવ્યો છે? રાજા પણ અમર નથી તો જમીનદાર શેનો અમર? એકવાર મરવું છે તે મરવું છે. પણ તેની કૂંચી નથી સરકારના હાથમાં કે જમીનદારના હાથમાં પણ કેવળ ઇશ્વરના જ હાથમાં છે. અને જેલનો ડર શા સારૂ? તમે અહીં બહાર રહો છો તેના કરતાં તો ત્યાં સુખમાં રહેવાનું છે. તમને અહીં જીવતા રાખવાને દવા ન આપે. દૂધ ન આપે; ત્યાં માંદા પડો તો તમને દૂધ મળશે, દવા મળશે. સારા હશો તો કામ કરી ત્રણ ટંક ખાવાનું પામશો; શા સારૂ તમે જમીનદારના ગુલામ બનો, શા સારૂ તમે એને તાબે થાઓ? તમારો ગુલામ એ બને, તમારે તાબે એ થાય. તમે સુખે ખાતાં શીખો, તમારૂં અન્ન પકવો. અગાઉ જે ચાંદી જેવો કપાસ

પકવતા. આજે પણ સંન્યાસીને શોભે એવા રંગનો કોકટી કપાસ પકવો છો. તેવો કપાસ પકવી કપડાં બનાવો, એ અન્ન અને કપડાં પેદા કરી તમારાં પેટ ભરી, તમારી શરમ ઢાંકીને પછી જમીનદારને આપવાની વાત કરજો. તમારી જમીન ઉપર તમને જમીનદાર ઝાડ ન ઉછેરવા દે, તમારે જમીન બીજાને નામે કરી આપતાં જમીનની કિંમતના પચીશપચીશ ટકા જેટલી સલામી આપવી પડે, એ કોના ઘરનો ન્યાય ? તમારા વિષે કાયદો ધારાસભામાં થઇ રહ્યો છે એમ સાંભળું છું. એ કાયદાના ઉપર જરાય આધાર ન રાખશો. તમે જે કરશો તે જ કાયદો થવાનો છે. માત્ર તાકાદ કેળવો, સંગઠન કરો, એકઠા થાઓ; તમારામાંથી એક પણ જણ દ્રોહી ન નીકળે; તમારામાં કોઇ ફૂટ પડાવનારો ન નીકળે; તમે તમારી માગણીઓ ડાહ્યા નેતાઓ પાસે નક્કી કરાવી તેટલી આપવાની જમીનદારોને ફરજ પાડો, નહિ તો તેમને કહી દો કે તમને કોડી ન મળે કે દાણો અનાજ ન મળે."

× × ×

" આખું જગત ખેડૂત ઉપર નભે છે. દુનિયાનો નિર્વાહ એક ખેડૂત અને બીજો મજૂર એ બે ઉપર છે. છતાં સૌથી વધારે જૂલમ કોઇ સહન કરતા હોય તો આ બે છે. કારણ તેઓ બંને મૂંગે મોઢે જુલમ સહન કરે છે. હું ખેડૂત છું, ખેડૂતના દિલમાં પેસી શકું છું, અને તેથી તેને સમજાવું છું કે તેના દુઃખનું કારણ તે પોતે હતાશ થઇ ગયો છે, આવડી મોટી સત્તા સામે શું થાય એમ માનતો થઇ ગયો છે, એ જ છે. સરકારને નામે એક ધગડું આવીને પણ તેને ધમકાવી જાય, ગાળ ભાંડી જાય, વેઠ કરાવી જાય, સરકાર ઇચ્છા આવે તેટલો કરનો બોજો તેના ઉપર નાંખે વર્ષોની મહેનત કરી ઝાડ ઉછેરે છે તો તેના પર વેરો, ખેતર ખોદી પાળ બાંધી ક્યારી કરે તેના ઉપર વેરો, ઉપરથી વરસાદનું પાણી ક્યારીમાં પડે તેના ઉપર જુદો વેરો, કૂવો ખોદી ખેડૂત પાણી કાઢે તો તેના ઉપર સર-

કાર પૈસા લે. વેપારી ટાઢે છાંયે દુકાન માંડી બેસે તેને બે હજાર વર્ષિક આવક સુધી કશો કર નહિ, પણ ખેડૂતને વીઘું જમીન જ હોય, તેની પાછળ બળદ રાખતો હોય, ભેંસ રાખતો હોય, ઢોર સાથે ઢોર થતો હોય, ખાતરપૂંજો કરતો હોય, વરસાદમાં ઘૂંટણ સમા પાણીમાં વીંછીઓ વચ્ચે હાથ ઘાલીને તે ભાતની રોપણી કરે, તે-માંથી ખાવાનું ધાન પકવે. અને દેવું કરીને બી લાવે, તેમાથી થોડો કપાસ થાય તે પોતે બૈરી છોકરાં સાથે જઈને વીણે, ગાલ્લીમાં ઘાલીને તે વેચી આવે આટલું કરીને પાંચ પચીસ તેને મળે તો તેટલા ઉપર પણ સરકારનો લાગો "

મહાદેવ હરિભાઈ દેશાઈ

નહિ હટશે, નહિ હટશે,
બહાદુરો પાછા નહિ હટશે.

લડશે લડશે સમરાંગણમાં,
છોને ફના થવાય—પાછા૦

કુરબાની કરતાં નહિ થાકે,
ઘૂમે રણમેદાન—પાછા૦

જુલમઘંટીમાં છોને પીસે,
શેતાની સરકાર—પાછા૦

જુલમોથી રોળાયાં જગમાં,
લાખો જુલમી રાજ—પાછા૦

રણે ચડેલા સત્યાગ્રહીઓ,
નમાવશે સરકાર—પાછા૦

—◆—

કેમ થાશે સરકારની નોકરી રે,
જેણે પકડ્યા શૂરા સરદાર:
કરે સરકારી નોકરી આ સમે રે,
દેશદ્રોહી પૂરા કહેવાય:
દેશદ્રોહી બનીને જીવવું રે
હિંદમાતાની કૂખ લજવાય:
પેટ કાજે ડૂબાડે દેશને રે,
દેશ દેશે લાખો ફિટકાર:
નથી સરકાર કોઈને પોષતી રે,
પોષનારો પ્રભુ ભગવાન:
પરેશાન ને નોકરી સર્વનાં રે,
દીઠાં રાજન માં ઘરી હામ:
ધન્ય વેળા, ઘડી આ ધન્ય છે રે,
નોકરીને લગાવો લાત.

તમારી શાહુકારી જ તમને નડી છે. તમારી આંખમાં ખુમારી આવવા દ્યો ને ન્યાયને ખાતર અને અન્યાયની સામે લડતાં શીખો.

× × ×

સરકાર મોટો શાહુકાર અને ખેડૂત ભાડૂત એ ક્યારથી થયું? મનસ્વી રીતે મરજીમાં આવે તેટલું તેની પાસેથી લેવામાં આવે છે. ખેડૂતને સરકાર મારે છે અને આપણા ભણેલાઓ જે તેના હાથા રૂપ બને છે તેઓ પણ મારે છે.

× × ×

"તમે ન જાણતા હોય તો હું તમને કહું છું કે હું ખેડૂતનો દીકરો છું, અને ખેડૂતનું લોહી મારા હાડમાં વહે છે. મને ખેડૂતનું કંગાળપણું સાલે છે. ખેડૂતના દર્દથી મારૂં દીલ દુઃખી રહે છે."

વલ્લભભાઈ.